॥ ૐ શ્રીં ॥

શ્રી રામયોગી ગ્રંથમાળા નં. ૧.

# આધ્યાત્મિક વિચારસૃષ્ટી



લેખક:
જમીયતરામ વજેશંકર આચાર્ય,
શ્રી રામ આશ્રમ, કરાચી.



: પ્રકાશક :
શીવજી જાદવજી.
કરાંચી.

મૂલ્ય. ચાર આના.

લેખક :-

**જમીયતરામ વી. આચાર્ય**

શ્રી રામ આશ્રમ, કરાંચી.





આવૃતી ૧લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૬ આશો શદી ૨ તા ૨૪-૯-૩૦



માધવજી જાની
પ્રીન્ટીંગ હાઉસ,
ખોરી ગાર્ડન કરાંચી.

# પ્રસ્તાવના—

આ મારા આધ્યાત્મિક વિચાર સાથી લગભગ અઢાર વર્ષ ઉપર લખાયેલી છે. એટલે આમાં ખાસ ૧૯૧૪ની સાલમાં લખાયેલા કાવ્યો છે. તે ઉપરાંત કેટલાક ૧૯૧૩ ને કેટલાક ૧૯૧૫માં લખેલાં પણ આવી ગયા છે. પણ તે ઉતાવળને લીધે ભૂલથીજ. નહીં તો આખી ૧૯૧૪ની સાલમાંજ લખાયેલા કાવ્યોનીજ નોંધ આપી દેત. પ્રથમ એવી ઇચ્છા હતી કે ક્રમશઃ શરુઆતથી અત્યાર સુધીની ધીમે ધીમે સર્વ નોંધો આપવી. જેથી જીવન, વિચાર ને કર્તવ્યની સાથે સાથે તે ઉપર થતાં ને થયેલાં આઘાત ને પ્રત્યાઘાત (Action & Reaction) નો અભ્યાસ પણ સાથે સાથે વાંચક સહેજે કરી શકે. અને તેમાંથી જીવનનો સાચો ઇતિહાસ, જીવન, વિકાસ, યોગ, ભક્તિ ને ભગવદ્ સ્વરૂપતાની ચાવી પ્રાપ્ત કરે.

અમારુ એમ માનવું છે કે જો એક સાધારણ મનુષ્યના જીવન વિચાર કર્તવ્ય ને તેના ઉપર થયેલાં આઘાત પ્રત્યાઘાત [illegible] બધા વિચાર યથાતથ્ય જેવા હોય તેવા બરાબર ક્રમશઃ મુકવામાં આવે તો સર્વ સાધારણ દ્રષ્ટીએ પણ જીવન શું છે ને કેવી રીતે વિકાસ પામે છે તેનો ભેદ કળાય. અને સૌ જીવન વિકાસ માટે લલચાય.

બાકી અભ્યાસકની દ્રષ્ટીયે તો એ જીવનની સર્વ સંપૂર્ણ કળાને યથાતથ્ય જાણવા જરૂર શક્તિમંત બને એ નિશંસય છે.

એમ ઉપર પ્રમાણે ક્રમશઃ છપાવવાની જો અનુકૂલતા પ્રાપ્ત થશે તો એમ કરીશું. નહીં તો જે કાંઈ છુટું જવાયું જેમ બનશે તેમ આપી દઇશું. આ પુસ્તકમાં આવેલા બધા કાવ્યો કરાચીમાંજ અને તે રામબાગ રામમંદિર ને રામ તળાવની આસપાસમાં જ લખાયેલા છે.

મ્હારે મન સ્થાન, સમય, સંજોગ, આસપાસનું મંડળ તેનું વાતાવરણ આદિ સર્વ જીવન વિકાસના અંગે અતિ મહત્વનાછે. એ દ્રષ્ટીયેજ સમય અને સ્થાનની નોંધ રાખી છે. જે કાવ્યોએ મારા જીવનમાં અદ્દભૂત રંગ પૂર્યા છે ને હજુ પુરે છે ને જેના વડે મારૂ જીવન ઉન્નત ભાવી બનતુ જાય છે તેને હું ચાહું તે તો સ્વાભાવિકજ છે. છતાં બીજાની દ્રષ્ટીએ ક્ષુલ્લક લાગે પણ ખરાં. પણ તેથી શું? મ્હારે તો મ્હારા માટે મ્હારા જીવનના વિકાસનો વિચાર કરવો રહ્યો. એ દ્રષ્ટીયે તો આ કાવ્યોથી દૈવી શાન્તિ, અનહદ સુખ આત્મિક કલ્યાણ અને નિર્દોષ આનંદ સહેજેજ પ્રાપ્ત થાય છે.

એમ આટલા વર્ષના ભૂત વર્ત ને ભવિષ્યરૂપ કાલમાં અનુભવ્યું છે ને હજુયે અનુભવું છું. એટલે જેટલા લખતી વખતે મીઠા ને આકર્ષક હતા તેટલાજ હજુ પણ અત્યારે છે.

જેમ આધ્યાત્મિક વિચાર સૃષ્ટીએ ચિંતવન દ્વારા મને આત્મ લાભ આપ્યો ને આપે છે, તેમ મારા જેવા બીજાને પણ લાભ આપશે એવી શ્રદ્ધાથી યથાર્થ સમાજ સમક્ષ આ આધ્યાત્મિક વિચાર સૃષ્ટી મૂકવા લલચાઉં છું. જેનો લાભ અવશ્ય સમાજ લેશે.

આ પુસ્તકમાં જે કાંઇ ભાષા, જોડણી, તાલ, માત્રા આદીમાં દોષ જણાય તો ભાવનાને ઉદ્દેશને લક્ષ્યમાં રાખી વિદ્વાન વર્ગ સાર ગ્રાહી દ્રષ્ટીથી સહી લેશે, એવી શુભેચ્છા પૂર્વક ઇચ્છિતો.

શ્રી રામ આશ્રમ કરાચી.
આશો શુદ ૨ ૧૯૮૬.

**જમીયતરામ આચાર્ય.**

# અનુક્રમણિકા.

# મુખ્ય ભુલોનું શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧ | યમપતિ | યમયતિ. |
| ૨ | ૭ | છૂ | છું. |
| ૨ | ૧૬ | ભૂત | ભાસ |
| ૫ | ૯ | યમપતિ | યમયતિ. |
| ૫ | ૯ | ધ્વંદ | ધ્વંધ્વ |
| ૫ | ૯ | વિલક્ષ | વિલક્ષણ. |
| ૬ | મથાળું | યા | યાને |
| ૬—૭ | દરેક ચોથા ચરણમાં | આનંદઘન રુપ | આનંદઘન રૂપ |
| ૬—૭ | ,, | છી | છઈ. |
| ૮ | ૧૫ | ધ્વંદ | ધ્વંધ્વ |
| ૯ | ૨ | સ્મૃતીં | સ્મૃતી |
| ૯ | ૫ | અસી | અસિ. |
| ૧૧ | ૯ | પ્રજાં | પ્રજા. |
| ,, | ૧૦ | શણગર | શણગાર. |
| ,, | ૧૩ | મહિં | મહિ. |
| ૧૨ | ૧ | કૈંયે | કૈંયે. |
| ,, | ૨ | ધ્વંદ | ધ્વંધ્વ. |
| ૧૩ | ૬ | રહ્નો | રહ્યો |
| ૧૫ | ૧૯ | નૂર છું | નૂર છે. |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૪ | યોગનો | યોગીનો. |
| ૨૦ | ૨ | પમાંય | પમાય. |
| ૨૯ | ૩ | લઇ | દઈ. |
| ૪૦ | ૬ | અઘ | રામ |
| ૪૦ | ૧૬ | મુજમાં | રામમાં |
| ૪૧ | ૧૬ | આજ | રામ. |
| ૪૨ | મથાળું | સ્થિત | સ્થિત. |

॥ ૐ શ્રી ॥

## શ્રી રામયોગયે નમઃ

# અમે



અમે આનંદની વૃષ્ટી, સદા વર્ષાવનારાઓ;
અમે આલેકની ધુને, જગત ગજાવનારાઓ......અમે૦
આનંદ પ્રેમ પ્રભુતણા, સાથે અહોનીશ રે
અદ્વૈત પ્રેમાનંદ પ્રભુ, આપો આપજ હે;
અમે આનંદની સૃષ્ટી, રચીને રાચનારા,
અમે આનંદના દઈ દાન, આનંદ અપનારા......અમે૦
ભય શોક મોહ ક્રોધાદીને, અશુભ અનારોગ્ય,
નિર્ધનતા અહશ્લતા, વિપત્તિ વિપરીત યોગ.
અમે એ સર્વને ટાળી, મહા શુભ સ્થાપનારા,
અમારા આત્મબલ ઉજાસમાં, એ ન ફાવનારા...અમે૦
શ્રીધી ઐશ્વર્ય વિર્યને, જ્ઞાન વૈરાગ્ય સ્વરૂપ,
આ સર્વ અમમાં બધું, અમ આધીન તમામ...અમે૦
અમે એ સર્વના રૂપસાર, શુભ્રતા આપનારા,
અમે એ આત્મપુર્ણ કામ, જીવત્વ ફેડનારાં...અમે૦
દયા સ્નેહ સાફલ્યતા, શ્રધ્ધા જીવન યોગ,
પ્રેમ પ્રભા પરિપૂર્ણતા, અમથી સર્વ સંયોગ.
અમે એ જ્ઞાન ભક્તિ યોગની, સરિતા રેલાવનારા,
અમે પૂર્ણ સત્ ચિત્, રામ રૂપે મહાલનારા...અમે૦

## ( ૨ )

## હું



હા, હું છું યમપતિ રામ, પુરૂષ પુરાણ;
સર્વની હું ગતીરે (૨) હા હું છું
અજ હરિહર હું બ્રહ્મ રૂપે છું,
સત્ ચિત્ મ્હારૂ સ્થાન;
આનંદ મ્હારૂં રૂપ છે પ્રભુ,
પ્રેમ સ્વરૂપ રસાળ:
પ્રેમમય વિશ્વમાં રે...હા હું છું—૧
પાલક વિસ્નુ રૂપેજ હું છું,
સંહારે શિવ રૂપ;
સૃષ્ટા બ્રહ્મ રૂપેજ વળી હું,
એકજ મ્હારૂ સ્વરૂપ;
એકમય વિશ્વમાં રે...હા હું છું—૨
સુર્ય અગ્નિ, ને ચંદ્ર રૂપે હું,
વરૂણ વાયુ, યમ કાળ;
રૂષી મુની ઈત્યાદી દેવ મુજ,
સ્વયં પ્રકાશીત ભૂત;
ભાવમય વિશ્વમાં રે...હા હું છું—૩

કૃષ્ણ, ક્રાઇસ્ટ લ્યો ભલે હો;
તત્ ચક્ષુરે વેદ;
ઇશ પેગંબર ને અર્હમ્,
હુંનો હું નહિ ભેદ;
જ્ઞાનમય વિશ્વમાં રે...હા હું છું—૪

ઝાડ પાનને જગત બધું આ,
સ્થાવર જે દશ દીશ;
આંતર અથવા બહિર સૃષ્ટિનો,
હું છું આદી ઈશ;
અનાદિ વિશ્વમાં રે...હા હું છું—૫

ભૂર્ભુવઃ સ્વઃ કે મહઃ વળી,
જન તપ સત્ય લોક;
તલ ભૂતલ ચલ વિચલ તત્વમાં,
મુજ વિના સૌ ફોક;
સોહં વિશ્વમાં રે...હા હું છું—૬

ચાર સાત કે ચૌદ ભલે લ્યો,
તેથી લ્યો અનંત;
સૌની માંહી બહીર બધે પણ,
હું નો હું ભગવંત;
ચરાચર વિશ્વમાં રે...હા હું છું—૭

મારાથી આ બધુ દ્રષ્ટ છે,
મુજથી સર્વ વિલાય;

મુજ ભાવેજ વિવર્તું સૌ આ,
આદી અંતની માંય;
સનાતન વિશ્વમાં રે...હા હું છું—૮

સ્થુલ સુક્ષ્મ ને કારણ શરીરો,
મહા કારણ પણ સાથ;
હુંના છે ઢાંકણ એ સર્વે,
હું વિણ નહીજ પમાય;
બ્રહ્મમય વિશ્વમાં રે...હા હું છું—૯

મન બુદ્ધિ ને ચિત્ત આદી જે,
શુદ્ધ અહંવળી પ્રાણ;
ધારક હું વિણ કોણ કહો,
લક્ષ્યે કેમ લહાય;
અલખ એ વિશ્વમાં રે...હા હું છું—૧૦

વૈશ્વાનર વૈરાટ ભલે લ્યો,
તેજસ હિરણ્યગર્ભ;
સ્થાનક ભેદ સંબંધથી હું,
ભિન્ન નામેથી હુંજ;
અભેદી વિશ્વમાં રે...હા હું છું—૧૧

હું જ્યાં ના ત્યાં, તન પણ આ નહિ,
મ્હારા વિણ ના પ્રાણ;
મ્હારા વિણ આ ચિત્ત દ્રવ્ય ના,
વિણ આત્મ હુંકાર;
અલખલખ વિશ્વમાં રે...હા હું છું—૧૨

સંપદથી ઐશ્વર્ય વીર્ય ને,
જીવન જ્ઞાન વૈરાગ્ય;
મમમાં મમ રૂપેજ બધું એ,
શુભ માત્ર હું સાર;
સુમંગલ વિશ્વમાં રે...હા હું છું—૧૩

પાપીને યમ રૂપેજ હું છું,
સાધુ ને યતિ રૂપ;
સંયામકને સ્નેહી રૂપે હું,
યમપતિ હુંજ ગણાઉં;
દ્વંદમય વિશ્વમાં રે...હા હું છું—૧૪

ભૂતમાત્રમાં રમતું હું છું,
આત્મ તત્વ શો ભાસ;
ના જુદુ એ બ્રહ્મ થકી કૈ,
રમણ "રામ" સોહાઉં;
વિલક્ષ વિશ્વમાં રે...હા હું છું—૧૫

ના ઇચ્છા આરંભ નહિ છે,
ના કાર્ય ગંતવ્ય;
પુર્ણ તૃપ્ત મહા બ્રહ્મ હુંજ છું,
સત્ ચિત્ આનંદ રૂપ;
પુરાતન વિશ્વમાં રે...હા હું છું—૧૬



# આનંદમય અમે ને અમારૂં
યા
# આનંદમય અમારૂં સ્તવન.

## અમે આનંદ ઘનરૂપ છી.

અમે આનંદના યોગી, અમે આનંદના ભોગી;
અમે આનંદના જ્ઞાની, અમે આનંદ ઘનરૂપ છી...૧
અમારો સુયસ આનંદી, અમારો વેશ આનંદી;
અમારી દીશ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી...૨
અમારૂ વસ્ત્ર આનંદી, અમારૂ શસ્ત્ર આનંદી,
અમારૂં રૂપ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી—૩
અમારૂં માન આનંદી, અમારૂં ગાન આનંદી;
અમારૂં તાન આનંદી, અમે આનંદ ઘનરૂપ છી—૪
અમારા સ્થુલ આનંદી, અમારા સુક્ષ્મ આનંદી;
અમારા કારણે આનંદ, અમે આનંદ ઘનરૂપ છી—૫
મહા કારણે મહાનંદે, અમે આનંદ ના સંદેહ;
તેજસ,પુર્ણમય આનંદ, અમે આનંદ ઘનરૂપ છી—૬
અમે આનંદ ને લેતાં, અમે આનંદ ને દેતાં;
અમે આનંદ ને કેતાં, અમે આનંદ ઘનરૂપ છી—૭
અમારૂં ભૂત આનંદી, અમારૂં વર્ત આનંદે;
અમારૂં ઇશ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી—૮

અમારા ઇષ્ટ આનંદી, અમારૂં શિષ્ટ આનંદી;
અમારૂં વેષ્ટ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી—૯

અમારૂં હુંય આનંદી, અમારે ચિત આનંદી;
અમારી બુદ્ધિ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી—૧૦

દઈ આનંદની દિક્ષા, દઈ આનંદની ભિક્ષા;
ચહી આનંદની શિક્ષા, અમે આનંદ ઘનરૂપ છી—૧૧

અમારો ધર્મ આનંદી, અમારા કર્મ આનંદી;
અમારા મર્મ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી—૧૨

અમે આનંદ વ્યહવારી, અમે પરમાર્થે આનંદી;
અમારો મોક્ષ આનંદે, અમે આનંદ ઘનરૂપ છી.—૧૩

અમારૂં સત્વ આનંદી, અમારૂં તત્વ આનંદી;
અમારૂં આત્મ આનંદી, અમે આનંદ ઘનરૂપ છી.—૧૪

અમે આનંદને મ્હારૂં નથી કો કોઇથી જુદાં;
અમે આનંદના લક્ષ્યે, અમે આનંદ ઘનરૂપ છી.—૧૫

કહે હું તું અગર તો તે, અમે કે આ અમારા એ;
પરિગ્રહ રામના પક્ષે, અમે આનંદ ઘનરૂપ છી—૧૬



# મ્હારો અનુભવ.

## પરિબ્રહ્મ રામ હું પોતે.

હૃદય મ્હારે હૃદય માંહે, હવે ગુંજારવો આ શું;
નહિ કોદી કદી ગુંજ્યું, ગુંજાતા કૈં નવું સુજ્યું—હૃદય ૧
પ્રથમના કૈં નવા ગુંજે, નવિન રૂપે ફુટ્યાં ફણગાં;
ફુલી ફાલી થયા ગંજો, મલ્યુ ત્યાં દિવ્ય રહેવાનું—હૃદય ૨
મીઠાં કૈં નાદ ગુંજાતા, અનાહત નાદ અથડાતા;
દીઠા ના કો કદી સુણ્યા, અહીં કો દિવ્ય ગાતું હાં—હૃદય ૩
રુપાળા ને રસીલા કૈં, નવા રંગો કંઇ દૈવી;
પ્રગટતાં કૈં રુપો ધારી, હશે સ્વર્ગે નહીં જોયાં—હૃદય ૪
બહિરની સૃષ્ટી વિલાઇ, હૃદયમાં ભવ્યતા જાગી;
અનુભવ દે નવો આનંદ, જગત સુખ તુચ્છ લેખાણું—હૃદય ૫
જહાં દ્રષ્ટી ઉંડી નાખું, ત્રીવેણી ઘાટને દાખું;
કમલમાં કૈંક તેજાળું, હજારો સૂર્યથી અદકું—હૃદય ૬
પ્રભાવીને રુપાળું કૈં, મનોહર શાંન્તી દેનારુ;
નિરંજન ને નીરાકારી, છતાં કૈં ગમ્ય તે ભાસ્યું—હૃદય ૭
હરી દ્રષ્ટી પ્રકાશે જ્યાં, ભુલ્યો હું દ્વંદ ભાવો ત્યાં;
વદ્યા કૈં એ સુણાયું કે, નથી કંઇ ભેદ દષ્ટચ્યે—હૃદય ૮

કહીને ઝટ લીધો ચાંપી, સફાળે રૂપ સગુણ ધારી;
"કહ્યો મારો તું પોતે હું", સ્મૃતી શી પુર્વની આપી—હૃદય ૯
ગયા ગુરો એમ કાવીને, શમાવી મુજને લીધો;
... ... ... ... ૧૦
હતો પુર્વે થયો તેવો, અભેદી આતમ બ્રહ્મશાળી;
અહં બ્રહ્મને અસીતત્વમ્, બધા એ મુજના લક્ષ્યો—હૃદય ૧૧
હતું જાણી હવે જોતાં, અનુભવ એક હું લેતાં;
બધા ભાવે સ્વભાવેથી, પરિબ્રહ્મ રામ હું પોતે—હૃદય ૧૨

## સખાના પ્રેમાળ અહંને.

જ્યાં જ્યાં જવું ત્યાં ત્યાં બધે, આનંદથી ઉલ્લાસવું;
આનંદ સેવા સ્નેહ આપી, સર્વ હુંમાં સ્થાપવું ૧
એ ભાવ કે સમભાવથી, હુંમાં કે હું અવનવું;
દ્રવ્ય થાવું જ્યાંજ ત્યાં, સૌ પ્રેમ ભાવે નામ તું ૨
હેતે સ્મરે જ્યાં દ્રશ્યના, પ્રત્યક્ષ પ્રેમે નામતાં;
નિજ બારણે જાતા કદી, સત્કારતાં સ્નેહાળશાં ૩
કંઈ શોક કે કૈં મોહ કૈં, વ્યહવાર કે પરમાર્થમાં;
મ્હારા ગણાતાને દુખે ત્યાં, પ્રેમ ભાવે ચાંપવા ૪
જઈને ઉડું કૈં ગાંડી ઘેલી, પ્રેમ ઘેલી કંઈ કંઈ;

જ્ઞાનમય ગોષ્ઠી કરી, ગતી હું સ્નેહીને આપતો ૫
ઉત્સાહ આનંદ શાંન્તી શ્રદ્ધા, નિરામય રૂજુતા સદા;
ઓજસ્વિતા કૈં આત્મનિર્ણય, સ્નેહીમાંહી સ્ફુરાવતાં ૬
આપી આપી સ્થાપી આવું, અશુભ સૌ ઉત્થાપીને;
સત્ય જીવનનું સુદર્શન, અર્પી પંથ પળાવતો ૭
ઉર્ધ્વતા જે આપવાનો, ભાવ મારો સિધ્ધ જે;
ના આપતો હું એક ભાવે, વિવિધ ભાવે દાખતો ૮
આ રીતીને હું દાખતાં, કૈં કાલથી હે મમ સખા;
તું સરીખા કંઈક મ્હારા, આત્મ ભાવીક છે બન્યા ૯
ના જાણતો જે રામને છે, એક આશ્રય હું મહીં;
પણ "રામ આશ્રમ" થઈ રહ્યો, એ સર્વે મન ઉપવન મહીં ૧૦

## સર્વ વ્યાપી રામ હું.

વિશ્વ મમ અવતાર હું, વિશ્વ મ્હારો દેહ છે;
મમ રૂપ મિષ્ટ સ્વરૂપથી, વિશ્વ આ ભરપુર છે.
મ્હારૂં બધું આ રૂપ છે, રૂપ દ્રશ્ય કે અદ્રશ્ય છો:
જાણ્યું હવે મ્હારૂ બધું, કૃત કૃત્ય આજે હું થયો. ૧
કે કે સખા વધુ શું વદું, રુપ નામ ગુણ હું અન્યના;
ના અન્યના મમ રૂપ એ, સગુણ એજ સ્વરૂપમાં.
બ્રહ્માંડમાં જો નામ ધારી, ધુન મચવતો કોઇ હો;
જાણજે તે એક હું હું, એક છું હું એક છું. ૨

 ૧૫૪૬૮

આકાશ ગેબી ઘુમ્મટે, પાતાલના પડદા મહીં;
માનવ તણાં હૃદયે જુવો, કલ્લોલતા કો વૃંદમાં.
રંગી સુગંધી પુષ્પ કે, સુરભી સમીર સુહાવતો;
વૃક્ષથી મઠી વૃક્ષ રાજીમાં, અંતરે પણ એક હું. ૩
જગ બ્રહ્મ કે જીવશિવ શું, સુખ દુઃખ શા કાં જોડકાં;
નદી નાવ કે ઉર સાગરે, વ્યોમ સ્થાવર જંગમે.
શું શું ભર્યું છે તે મહીં, સંધ્યા ઉષાના રંગમાં;
લે જાણ કે હું વિશ્વમાં, છું એકનો હું એક હું. ૪
આ યંત્રનો કો રાય હો, કે રંક કૈંક પ્રજા જનો;
સૃષ્ટીના શણગાર રૂપો, આદ્ય કેવલ અંતમાં.
મધ્યે વિર્વતે રામ રૂપે, ભૂત વર્ત ભવિષ્યમાં;
આગમનિગમ વળીપાર તેમાં, એકનો હું એક હું. ૫
તારા મહીં તેની મહિં, હુંની મહીં હું હું મહીં;
બ્રહ્માંડ કે પરિબ્રહ્મમાં, આંતર બહિરે વ્યાપ્ત હું.
દષ્ટી ભેદી તાર દષ્ટને, ક્ષિતિજ નીચે પાર જો;
શું શું કહું વધુ શું વદું હું, સર્વ વ્યાપી **રામ** હું. ૬



(૧૨)

# તત્વ વિચાર.

પ્રતિકુલ કે અનુકુલ શું, આ વિશ્વમાં કૈંયે નથી:
સુખ દુઃખ એ સૌ દ્વંદ્વ જોડી, ફંદના એ મૂળ છે. ૧
ક્યાં જે પ્રભુમાં સર્વ આ, સંસ્થીત થઈને છે રહ્યું:
હે ચાપ એ દુર્ભાવના, કે નિજ સ્વરૂપ ભુલાવતું ૨
રામ કહે છે માનજો, એની હજી સૌ ચાલજો:
ના અન્ય છે વિણ કૈં વિભુ, (ત્યાં) અશુભ જેવું શું રહ્યું ૩
આપ છો જ્યાં ઇષ્ટ રૂડા, શું અનિષ્ટ રહ્યું પછી:
સૃષ્ટા તમે જ્યાં ભાગ્ય ભવના, દુર્ભાગ્ય તે શાનાં રહ્યાં. ૪
મ્હારા મીઠા મમ બંધુડા, મમ આત્મના શણગાર હો:
શાને ભ્રમો બ્રહ્મથી જુદા, બની મૃત્ય ભાવે કાં ભમો? ૫
ના દીન છો ના ભાગ્યહીન, ના જીવ કે નાદાન છો:
સૃષ્ટી તણા શણગાર સૌ, આતમ અલખ અવતાર છો. ૬



(૧૩)

# મત્ત ભક્તની ઇષ્ટ પ્રત્યે દર્શનાર્થે ઉપાલંભીય સોલ્લુઠોક્તિ.

---

કાળા કૃત્ય કરનાર,
કૃષ્ણ તું શું કળ થકી;
કાળજડું કોરી રહ્યો,
શી ધારી છે ધારણા.
ભુંડા લજ્જા નાવતી,
ભીતર શું ભરાઇ રહ્યો;
સન્મુખ થાવા જાઉં,
ખુટલ કાં ફરી બેસતો. ૧

અર્પ્યું પ્રેમે સર્વ,
જાણી વ્હાલો વ્હાલથી;
ત્યારે તું વેરી થયો,
ઓઢી કાળી કામળી. ૨

આવી જો આગલ મને,
હોત ખબર તુજ જાત;
તુજ લક્ષણ સંભારી ને,
ન કરત તુજ વિશ્વાસ. ૩

(આ) હાથે આપ્યો કોલ,
કહ્યું પ્રગટ નિજ મુખ;
ડુબકી મારો મમ મહીં,
તો લખ મ્હારૂં રૂપ. ૪
કહી ક્યાં ખેંચી તું ગયો,
અણ દીઠે વિણ માર્ગ;
જળ ઉંડા તરી ના શકું,
ક્યાં મુકયો અહીં બાપ! ૫
કૃષ્ણ કૃષ્ણ હું બહુ કહૂં,
પણ ક્યાં મ્હારો કૃષ્ણ;
કૃષ્ણ નાદ હું ક્યાં સુણું,
ક્યાં નિરખું રૂપ કૃષ્ણ. ૬
ગુંગળાઇ મુંઝાઇ જાવું છું,
ચક્ષુ નીર અખલીત;
ભીતર ભીડ બહુ હવે,
જો જો શું ન જણાય! ૭
સામીપ્યે કાં પ્રગટ તું,
કાં લઇ જા પાતાલ;
કાં ઉપર મુક કાં મને,
દે મુક્તિ મહારાજ. ૮

નહિ તો શ્રાપ દઈ તને,
ભસ્મ કરૂં તુજ કાય;
જે કાયે દુષ્કૃત્યથી,
દમ્યા અહો અપાર. ૯

પ્રગટ પ્રભુ નહિ તો હવે,
નહિ રે ત્હારો તોલ;
કાઢીશ મ્હારો પ્રાણ હું,
વિફલ ધર્મ તુજ હોય. ૧૦

ફટ ફટ ભુંડા હજી નહિ,
પ્રતિજ્ઞા પૂર્ણ પમાય;
લે લે નમી યાચી કહું,
રીઝી કૃષ્ણ તું આવ. ૧૧

અહો દર્શન!

હઠીલા હઠ તું છાંડતો,
નમી યાચે તું રીઝ;
કરી કસોટી **રામ**ની,
ધન્ય નમું અવનીશ. ૧૨

કૃષ્ણ કૃષ્ણ રૂપ મ્હારૂં છે,
કૃષ્ણ કૃષ્ણ મુજ ભુપ;
કૃષ્ણ કૃષ્ણ મમ નૂર છું,
"**રામ**" શ્રી કૃષ્ણ સ્વરૂપ. ૧૩



(૧૬)

# પ્રભુ દર્શન.



અહા પ્રભુની રમ્યતા શી !
સ્થળ સ્થળ વિલસી રહી,
દ્રષ્ટી કરતાં પ્રભુતા નીરખું;
મ્હારા પૂજ્ય વિભુ તણી. ૧

અહાહા પ્રભુના પ્રભુ સાગરથી,
આનંદ લહરી શી ઉદભવતી;
ચેષ્ટા કરી કાંઇ કાંઈ મુજને,
શીખવતો પાઠ વિભુ હરિ. ૨

શિખવતો સ્વચ્છંદ વૃતીમાં કાંઇ,
મંદ મંદ લહરી કે જોર તાણી;
ધ્રૂજવતો ઘોર નાદેથી પણ કદી,
સુણવતો મંત્ર પ્રભુનો વળી. ૩

દ્રષ્ટી ફેંકતા નભ અંતરાકાશે,
ત્યાં પણ તેજ ઉરે ચડે;
પ્રભુની ગંભીરતા જાણે,
મમ પરે વર્ષાવવા ચહે. ૪

ક્ષણે જોતું ભુમધ્યે ત્યાં તો,
હયાં પણ પ્રભુના પ્રભુ પાઠવે;
પ્રભુતા સહનશીલતા,
એમ કાંઇક મુજને લવે. ૫

નિર્જન પ્રદેશે ઉભો નગ જે,
પ્રેમથી મંદ મંદ હસે;
પ્રભુની જાણે ગાઢ સમાધીમાં,
વહે તો, "વહો" તેમ તે ભણે. ૬

નાના બાલ યુવાન દંપતી,
ફેરી ક્રીડા પણ મહીં;
સ્નેહ સરીતા પ્રભુની જાણે,
રેલ વર્ષાવતા નસનસે. ૭

પશુ પંખી, વૃક્ષ પત્રો,
ફુલો લતા વળી કાંઇ કાંઇ;
વર્ણવતા પ્રભુની પ્રભુતા,
ઉરથી કાંઇ વળી વળી. ૮

આહા પ્રભુની પ્રભુતા કેરાં,
ગાન સર્વ ગુંજતાં;
**રામ** તેમાં તન્મય થઇ,
ધન્ય હર્ષાશ્રુ ઝારતાં. ૯



# ગ મ ગી ની.



ચહે કો યોગથી સિદ્ધી,    ચહે કો વિશ્વની રિદ્ધી;
ચહે કો દેહની શુદ્ધી,    ચહે કો જ્ઞાની હાં બુદ્ધી.—૧
બધા આ સ્વાર્થમાં ઝુકી,    ગણે છે આત્મની મુક્તિ;
ચહું ના એ કદી હું તો,    ચહું ગમગીનીની સિદ્ધી.—૨
રિદ્ધી સિદ્ધી ઈલ્મિ શાંન્તી,    અનેરી છુપી જે સ્થાને;
ન જાણ્યું તે વૃથા અહીં તહીં,    દોડયે લાભ શું થાશે.—૩
ધરી આશા નવી નિત્યે,    નિરાશા પાપીણી પંઝે;
ફસી રીબી નીહાળો છો,    છતાં ના ચેતતા કોઇ.—૪
ત્યજી સૌ સ્વાર્થને વીરા!    વિચારો આશ ફળ તમ ક્યાં?
છુપ્યું ગમગીનીમાં ભુલી,    વૃથા દોડી ભમો છો ક્યાં.—૫
વિના ગમગીની ગુમાની,    અનેરી આત્મની શક્તિ;
વિના ગમગીનીની મૈત્રી,    થવી શું કો દી ઈશ ભક્તિ!—૬
મુકી સૌ વૃક્ષની ડાળી!    ખરૂં મુળ મેં હસી ઝાલ્યું;
અહો!એ ગમગમીની માંહી,    જીવન સાફલ્ય છે મ્હારૂં.—૭
મીઠી ઓ ગમમીની તું તો,    ખરે હાં મ્હારૂં જીવન છે;
વિના તું એકલો જ્યારે,    જીવન મ્હારૂં અકારૂં હાં.—૮

*  *  *  *

બધા બોલે હસો ના કાં?    મને એ ના ગમે છે રે;
મને તો તુંજ પ્યારી છે,    મીઠી તવ છાંયડી વ્હોરી.—૯
જગતના સૌખ્ય સાધનમાં,    નથી આનંદ દેખાતા;
નિહાળું ફક્ત આનંદે,    છબી આનંદપ્રદ ત્હારી.—૧૦

વિશ્વના જીવ સહુ બીજા, નિંદતા સર્વદા તુજને;
કરી હડધૂત હડસેલે, ફસે છે કાંઇક ફંદે શાં!—૧૧

હું તો પ્રેમીજ ત્હારો છું, ઢુંઢી તુજને બન્યો ભોગી;
ગણાના ભોગને ફંકી, બન્યો છું યોગનો યોગી—૧૨

જગતના સ્નેહ છે જુઠાં, જગતના પ્રેમ છે જુઠાં;
જગતના સુખ છે લુખા, લુખાના છેજ લુખા હાં!—૧૩

બહીર સામું નહિ જોવું, જગત જોઈ ન હસવાનું;
બધું છે એક ત્હારામાં, હસી મ્હાલીજ લેવાનું—૧૪

બધુ હું જોઉં ત્હારામાં, અહો દર્શન—અહો સુરત;
પછી કાં? ચક્ષુઓ ફાડી, બીજે દ્રષ્ટીજ ફેંકુ હેં!—૧૫

મીઠા મમ બંધુઓ પ્યારા, થશો ના ખિન્ન જોઇ આ;
તમારા જે બધા દુઃખો, અમારા સુખના લ્હાણા.—૧૬

અમારા દુઃખના રાશી, તમારા જગતના સુખો;
પછી કાં? એમ અમને કો, તમે તો છોજ ઉદાસી.—૧૭

છતાં આ સુખદુઃખોની, તજાવા છાપની રેખા;
અમે પુરુષાર્થ સાધ્યો છે, ગુમાની યોગની રીતી.—૧૮

સધાતાં યોગ એ મ્હારો, ગુમાની ગમગાની સાથે;
પરસ્પર એક થાતા જ્યાં, પછી શું ઇચ્છીએ અહીયાં.—૧૯

તમારા બ્રહ્મ આનંદનું, મીઠું આ રામનું સ્થાન;
બીજું શું જોઇએ એથી, વધું શું વાત કહેવી છે?—૧૦

# સ્નેહ સમાધી.

મ્હારો રામ રૂડો મલકાય, સીતા સલુણી સોહાય;
જોઇ આનંદ અદ્ભુત પમાંય, મ્હારો રામ પુનઃ હરખાય.—૧
શાંન્તી રંગ ઉછરંગ ફુલાયે, પ્રભા અનોખી ત્યાં પ્રસરાયે;
ચિતિચંદ્ર પ્રગટે નભ માંયે, શ્રીમતી જ્યાં મોહાયે.—૨
યોગ સમાધી સ્થીર થાયે, બ્રહ્મૈક્ય પણ ત્યાંજ સધાયે;
અજબ ખુમારી નેત્ર ભળાયે, સ્નેહ જગ રેલાય.—૩
અહો જગતના પુનીત બ્રહ્મરૂપ, રામ અખંડ સમાધી માંયે:
**एकोऽयम् अद्वितीयोऽम, शाश्वत अज पुराण.**—૪

---

# સ્નેહ સિદ્ધી અર્થે સંતોને નિમંત્રણ.

આવો રામ સ્નેહી સંત, આજ આજ આજે;
રસ યોગ હાજમાવીયે.
રસ યોગ આજ સાધીયે સધાવીયે,
અલખ રંગ માણીયે.—૧
રામ નામની, ધૂન લગાવી,
સીતા સ્વયંમાં, તાન અંકાવી.—૨
શાન્તી પ્રભા એકમેક ઓળખાવી;
ઇન્દુ શ્રીમતીમાં, આજ સ્થાપીયે.—૩

# મ્હારૂં પ્રાયશ્ચિત.



શબ્દના આ જ્ઞાનથી, હે હે પ્રભો હું શું કહું?
ભ્રાન્તી મને એ સોંપી હાને, સત્ય સુખ ના આપતું.
બહુ બહુ દીનો સુધી પ્રભો, હું જગતને નામી રહ્યો;
કલ્યાણ જીવે ના કર્યું પણ, સત્ય સુખથી છે છળ્યો.—૧
આજ નહિ તો કાલ પણ, હાં કાલ નહિ પશ્ચાત પણ,
એ ચાંપશે મુઝને ખરે, તે શાન્તી ને ઉલ્લાસથી;
ધૈર્ય ધારી બહુ સહ્યું પણ, ના પ્રભુ એ તો બન્યું,
આખરે અદ્યાપી પણ, મમ ભાગ્યમાં રડવું રહ્યું.—૨
બાહ્ય શબ્દી વાદથી, વિદ્વાન હા હું તો થયો;
બાહ્ય શબ્દી જ્ઞાનથી મેં, જ્ઞાનીમાં મુજને ગણ્યો.
બાહ્ય રીતે સાધનાઓ, સાધતાં હાં યોગની,
યોગી ગણાયો આસપાસે, દર્શને સૌ પ્રેમથી.—૩
બાહ્ય મુર્તી શાંન્ત દેખી, શાંન્ત મુજને હાં કહે;
ક્રોધ રૂપી કોઈ મુનીને, ક્રોધ જ્ઞાની લૈ સ્તવે,
વૈરાગી જાણી હાં સખે, ઉદાસી મુજને તો કહે,
ભક્તિ પંથે વળ્યો જાણી, હું ભક્ત જાણી સૌ નમે.—૪
પણ આજ મ્હારૂં પાપ ફોડી, તુજ પ્રતિ નામી પ્રભુ;
સત્ય કહું છું એ બધુંએ, બાહ્ય જગના જ્ઞાનથી;
ના ના બધું એ સત્ય છે, મુજ જીવન આંતર નિરખતાં,
હાં હાં બધુ એ નકલ છે, મુજ જીવન જ્યોતી નિરખતાં.—૫

જગતના આ શબ્દ જ્ઞાને, દંભી મુજને છે કર્યો,
કાંઇક દીન પર્યંત મ્હે તો, સત્ય પંથ ગ્રહ્યો હતો. ૬

× × × ×

પણ પાછળથી હું ક્યાં, તે ના કહી શકું,
આંતર ખોઈ બાહ્ય ગ્રહ્યુ, મેં જ્યારથી. ૭

× × × ×

ખોઈ શાન્તી સુગમ તૃપ્તી, દિવ્ય ગુણો જે હતાં,
જે નષ્ટ થાતાં આ બધું તો, ભ્રષ્ટ તન અંકાય હાં.
બાહ્ય જગના જ્ઞાનને હાં, સાચવા પગભર થતાં,
તત્ સહાય અર્થે દંભ દેવા, આવી મુજને હાં મળ્યા. ૮

* *

દુર્દભ તણું, ફળ આ ગ્રહ્યુમેં
નિજ જ્ઞાન, છતાં રડવુંજ રહ્યુ. ૯

* *

શબ્દ ના આ બાહ્ય જ્ઞાને, સત્ય જ્ઞાની ના થતાં;
જગતના આ બાહ્ય સુખો, સાચું સુખ ના આપતાં.
શબ્દના આ બાહ્ય જ્ઞાને, ધન્ય જીવન ના થતું;
જગતના આ બાહ્ય સુખે, શાન્તી કો ના ઝાંખતું. ૧૦

* * * *

મલનાર નથી, કદી એથી અરે!
જડનાર નથી, કદી એથી અરે!
ઉલટું ગુમશે, નિજનું કંઇ હાં!
પણ નાહિ કદી, રળશે કંઇ હાં. ૧૧

\+ ×

શબ્દ જ્ઞાની થવા માટે, આ ક્ષણેજ વિચારજે,
જીવન આખું ગુંથી એમાં, પ્રાપ્તવ્ય ના વિસારજે. ૧૨

* * * *

કર્તવ્ય વળી જ્ઞાતવ્ય, આ જગમાં શું છે સખે;
અનુભવવા **રામ** કે'છે, પ્રયત્ને વહેજે સખે. ૧૩



## પ્રકૃતીની યોગી પ્રત્યે ઉક્તી?

હું છું અખંડ યૌવન શોભન લોભન;
જનમન રંજનહાર,
અદ્ભુત રસ દેનાર,
અમી અમી વર્ષવનાર; ૧
અખિલ વિશ્વને દીપાવનારી,
શુભ માત્રને સંઘરનારી,

જીવન સફલ કરનાર;
પુરુષનો અહો ભાગ્ય અવતાર.

આવો આવો હો યોગીરાજ મમ,
શમીએ આપણ અભેદથી. ૨

ૠષી મુની યોગી, પિતાને સૌ એ,
સીદ્ધ આદી, સિદ્ધી ના પામે.

રાજ્ય તાજ પલટાય;
હુંથી પરિવર્તનો થાય.

આવો આવો હો યોગીરાજ મમ,
શમીએ આપણ અભેદથી. ૩

છાંડી મને પથ, અન્ય જનારા;
આચરનારા, વર દેનારાં.

ના કૈં સિદ્ધ થનાર;
તૃપ્તી નહી મળનાર.

આવો આવો હો યોગીરાજ મમ;
શમીએ આપણ અભેદથી. ૪

શ્રદ્ધા ભક્તિ, જ્ઞાન એવું જે,
યોગ તેજ બહુ, ભભક ભર્યું જે;

ભગવત્ રૂપ ભગવાન;
સૌમાં હુંજ પ્રમાણ.

આવો આવો હો યોગીરાજ મમ;
શમીએ આપણ અભેદથી. ૫

## જ્ઞાન અર્થે સાર-અસારનો વિચાર કે વિવેક નહિ કરતાં વ્યહવારે હઠથી સ્વછંદ પણે વિચરતા.



# નિતી ભ્રષ્ટ થતાં યુવાનને સુબોધ.



મુર્ખા કર કંઇ વિચાર, એમ ન પામે સઘળો પાર.—ટેક. ૧
હઠ કરીને આમ કરીશ તો, પડશે કર્મનો માર;
વર્ણાશ્રમની રીત છાંડી શું, રળશે મોટો લાવ. ૨
કાંઇક હઠેશ જો ઠીક સ્થીતીમાં, અધમ પંક્તિયે જઇશ;
ઉન્મત બની કદી નહિ સુણે તો, ભ્રષ્ટ વ્યહવારી થઇશ. ૩
ક્યાં તુ ? કોનો, ક્યાંથી આવ્યો ? શું ત્હારો અવતાર ?
કર્માચાર વિચાર ધર્મ શું, કર તુજ જ્ઞાન પ્રકાશ. ૪
ઉન્મત સ્વચ્છંદ એ અધમ પંક્તિના, જો જો ભેદુ ભણાય;
કામી કર્મ રખે તું ભૂલતો, આ સ્થીતીની માંય. ૫
ધીરે ધીરે ધર્મ ધ્વજામાં, નીતિ રીતીમાં રહેવાય;
ધર્મ કર્મના અનુષ્ઠાનથી, બુદ્ધિ સ્થીર કરાય. ૬
જ્ઞાન કર્મ કે ભક્તિ તણા, કૈ રંગે મન રંગાય;
ક્રમે ક્રમે કૈં ત્યારે વ્હાલા, રામનો મર્મ લહાય. ૭

# બ્રહ્મ પીયાને.



દુઃખી ના કર હવે માશુક, મને ગાંડો બનાવી દે;
મુસાફર તેં કીધો જગનો, હવે સંન્યાસ લેવા દે. ૧
દીધું તે હાં નિભાવી લે, હવે ઘરબાર બાળી દે;
અભેદી પુર્ણના ગાનો, હવે સંન્યાસ લેવા દે. ૨
ઘરોઘર હું ફરૂં ભટકું, ધૂની આલેક ની જગવી;
પુનીત કફની ધરી અંગે, હવે સંન્યાસ લેવા દે. ૩
અહો માશુકના ધ્યાને, થયો બ્રહ્મ રામ હું પોતે.
થવા દે જે હવે ચાહ્યું, હવે સંન્યાસ લેવા દે. ૪



# આશા.



ઘેરો ઘેરો આ શો અજબ ટહુકાર,
આશા તણો સંભળાય,
જ્યાં કોઇના દ્રષ્ય જણાય,
ત્યાં આ શો! અનુભવ થાય.—ઘેરો. ૧

નિર્જન પ્રદેશમાં,
સ્વજનના ભેટાં;
મરૂ ભુમીમાં મીઠાં,
વહેણ અનેરા આશા તણા નિરખાય—ઘેરો. ૨

ભુખ્યો તરસ્યો પ્રાણ જતો તો,
થાકી થાકી શ્રમીત બન્યો તો,
હારી હારી હેઠો બેઠો ત્યાં,
ઉઠો ઉઠો એ શો! ટહુકાર—ઘેરો. ૩

રે માનવ બાલુડાં,
પુરૂષ પ્રકૃતીના;
આપોઆપ ઇશ્વર ૐકાર રામ;
થાવો ના નિરાશ "ઉઠો ઉઠો." એ શો! ટહુકાર. ૪

# અગમ્ય વણાટ.



શો દિવ્ય આ પ્રભાવ, હૃદય તંતુનો કોઈ અકળ આ વણાટ,
વણકર કો ના જણાય, પામર હઠી હારી જાય;
અદ્‌ભુત કૃતી ત્યાં ભળાય, પ્રભુતા નિર્માણ—૧
શ્રદ્ધા ભક્તિ પ્રેમ દયા, ઓછું ઓછું આ કળાય;
અંતર અંતર શમાય, અનન્તું કંઈ સ્ફુરાય;
હૃદય રંગ રાગ એ, અશ્રુએ અનુભવાય.—૨
કામ ક્રોધ લોભ મોહ, મત્સરાદી જ્યાં સ્થપાય,
સંગીત સ્વર લથડી લથડી, તુટી જાય બસુર થાય;
કર્કશ ધ્વનિ થકી, કઠોરતા છવાય.—૩
કદી ઉવેખાય નહીં, અંતરને ફોલી ખાય;
સાક્ષી ભુત હરખી જાય, પાપીઓ પસ્તાય હાય,
એકાંતમાં સ્મરાય દીન, ત્રાહી ત્રાહી થાય.—૪
રૂષી મુની જ્ઞાની યોગી, તપસ્વી સુપુણ્ય વંત,
કવી જનો તણા કામ, હૃદય મંદીરે પ્રમાણ;
જ્યાં પ્રભુ—સુપુર્ણ : **રામથી** પ્રતિત થાય.—૫



## કવી.

સચરાચર સૃષ્ટી તણી ગૂઢતા,
શકે કો નીરખી મનુ બાલ હવા;
જડ ચેતન ચેતનને જડ લઇ,
નવી સૃષ્ટી રચે રૂપ રંગ ભરી.—૧
મહીં પ્રકૃતી પાર પુરૂષ ધરી,
કરની સહશાલ દુશાલ વણી;
નચવે નજરે મનમાં ન ગણે.
સહુ તોય ભણે કવિ વૃંદ ઉરે.—૨

---

## નમેરો તોય સ્નેહી રામ.

હવે ના પુછતાં કોઈ, વસે કયાં રામ આ પ્યારો,
ગોઝારાને ન સંભાળો, રડે તો છો, રડે જ્યાં ત્યાં.—૧
તમારા પુણ્યને પ્યારા, સંભારી ના તમે ખોતાં,
અધમ એ નામના સ્મરતાં, રડે તો છો, રડે જ્યાં ત્યાં.—૨
હૃદયહીન પ્રેમહીન નિષ્ઠુર, જીવન જેનું ઉંડુ ઉંડુ;
સ્નેહના સ્પર્શ તો જેને, રડે તો છો, રડે જ્યાં ત્યાં.—૩
હઠીલો મુર્ખ સૌ કહેજો, ઘટે ધીટકાર એ દેજો,
નમેરો તોય સ્નેહી **રામ**, રડે તો છો, રડે જ્યાં ત્યાં.—૪

# જેને સુણ્યાથી સર્વ સધાતું.

આવો આવો ઉંડે ઉંડે રે, (૨)
આંતર ધ્વનીને સુણીયે,
અન્યનું કાંઇ ન માનીયે,
સાચા સન્નમાર્ગે સિધાવિયે, જેને સુણતાજ સર્વ કૈં સધાયે. ૧
સૌ લાયક છે જ્ઞાન પ્રકાશના, (૨)
શાને અજ્ઞાનમાં ડુબાવીયે,
અંધારે તન આથડાવીયે. ... ... ...૨
કર્મ કૃતીના ફલ ભોગવીયે, (૨)
શાને ન શુભ આચરીયે,
કર્મ–સંસૃતીને મીટાવીયે. ... ... ...૩
મ્હારૂં ત્હારૂં જે મન કરે માંકડુ, (૨)
શાને ન પ્રભુથી આંકીયે,
સવળુ શીખાવી નિજ કીજીયે. ... ...૪
હું તું કહે કે, આ બધું મ્હારૂં, (૨)
શાને ન નિજમાં સંકેલીયે,
ઇશ આત્મ સ્વરૂપે ડુલાવીયે. ... ...૫
માનાપમાન કે સુખ દુઃખ દ્વંદ્વમાં (૨)
નિર્મમે નિરહંકારે રાજીયે,
હું આત્મા અલખ પીછાનીયે. ... ...૬
રામ કહે જે સાચા સિદ્ધાંન્તો, (૨)
શાને ન જીવનમાં સ્થાપીયે,
અન્ય ભેખડમાં કાં ભટકાઇએ. ... ...૭

(૩૧)

# વિધીને.



અરર ઉદવેગે, ચિત્ત મ્હારૂં બળે છે;
પણ યતીના હોળી, દ્રશ્ય દેખાય કંઇ ના.

× × ×

વ્યથા ભેદે કાંઇ, મોહ પણ ના તે ભણું;
તજીને જીવ ભાવો તે, બ્રહ્મમાં ભળતું નથી.

× × ×

ભાળી જ્વાલા હ્રદય બળતી, બાળે સપ્ત ધાતુયે;
ભસ્મભૂત વપુ ન બનતું, બાકી છે એટલું.

× × +

બધું મ્હારૂં ભાવી, ભેદી નાખે વિધી તું;
જીવન તું મમ હણતાં, માડી શાને ડરે છે!

* *

મોકલી દે હો જે બાકી,
રામ નામે ઉધાર કૈં;
ભોગવી ખતવી દઇશ,
કૈં રેમ રખે ધરે !



# મનની નિર્વિકલ્પ સમાધીમાં સ્થિતિ.



ઉંડે ઉંડે અગમ્ય હૃદયે,
પાછળ પડદે પડદે.
મન મ્હારૂં આ રમી રહ્યુ શું:
અદ્‌ભુત યોગ જમાવ તું.
મન મ્હારૂં મન મ્હારૂં,
અદ્‌ભુત યોગ જમાવ તું.
મન મ્હારૂં આ રમી રહ્યું શું,
અદ્‌ભુત યોગ જમાવ તું. ઉંડે-૧

જગત, જાલનો સ્વર ના ત્યાં છે,
રામ બ્રહ્મ ૐ કારો જ્યાં છે:
પ્રશાન્ત યોગ સમાધી હાં છે ત્યાં. ઉંડે-૨

ધન્ય ધન્ય ત્યાં હું કહાવે,
ચિત્ત પ્રશાન્ત પ્રબુદ્ધ પ્રભાવે;
રામ અલખ હાં આજ જગાવે ત્યાં. ઉંડે-૩

જીવ બ્રહ્મના ભેદ ખુલ્લા જ્યાં,
જ્ઞાન યોગથી તૃપ્ત થયાં ત્યાં;
રામ બ્રહ્મના તાજ વર્યા હાં ત્યાં. ઉંડે-૪



# યોગીનો આદેશ.

જાગો રે જાગો યોગી રાજજી,
જાગો પરિબ્રહ્મ પુરાણજી;
કાંઈક યુગો આજે વહી ગયાં,
જાશે આમ અનંતજી. ... ... ૧
માયા તમિસ્રા મોહ દાખતી,
ચાંપે ચોડયા ચારે ખુંટજી;
છુટે વિરલ મુક્ત આતમ કો,
મારગ અતિ વિકરાળજી. ... ... ૨
રાગ કલેશ મોહ માત્રને,
અવિદ્યા જે ઉધારજી;
ખતવી જમે છુટો કર્જથી,
પુરાણો અલખ જગાવોજી. ... ... ૩
અનંત યુગોના કર્મ માત્રને,
કરવા શેષ નિવૃત્તજી;
જ્ઞાન ખડગ તીતીક્ષા થકી,
સાહી સાધો પુર્ણ યોગજી. ... ... ૪
હૃદયે જગાવી ભક્તિ વિરાગને,
ટાળી કામ ક્રોધ જાળજી;
મુક્ત જીવન બની વિહરો,
સાચા પદ અનુરાગજી. ..., ... ૫

અપરોક્ષ અનુભવ આત્મનો,
જીવન વેદી પર જગાવીજી;
પૂર્ણ પદારૂઢ થઇ રહો,
તત્વાનુભવ ગામીજી. ... ... ૬
અધુરો યોગ પૂરો સાધીને,
હરી પ્રમાદ અજ્ઞાનજી;
વિશ્વે બ્રહ્માનંદ રેલવો,
સુચવે **રામ** આ ઘોષથી. ... ... ૭

---

## અમે સાધુ હમે સાધુ.

હવે તો છી અમે સાધુ, અમે સાધુ હમે સાધુ;
ગજાવી ધૂન ઉંડેથી, અમે સાધુ હમે સાધુ.—૧
બધું છાંડયુ બધુ ત્યાગ્યું, બધું તોળ્યું બધુ ટાળ્યું;
શ્રીમાની કે વિરાગી લો, અમે સાધુ હમે સાધુ.—૨
નથી ઇચ્છા હવે ભોગે, ચહી વૃતી મહા યોગે;
ભટકવું લૈ ભલી કંથા, અમે સાધુ હમે સાધુ.—૩
કુટંબી કે કબીલો કો. કહો કૈ વૈભવી દ્રબ્યો;
બધા ત્યાગી બધું ખોયું, અમે સાધુ હમે સાધુ.—૪

હમારા આશ્રમી ધર્મો, હમારી નાતવેશ વાસો;
તણા કર્મો દઇ ત્યાગી, અમે સાધુ હમે સાધુ.—૫

હવે આપુ અમે સાધુ, હમે છી તન મને સાધુ;
હમારા અર્થ છે સાધુ, અમે સાધુ હમે સાધુ.—૬

નથી સ્વર્ગો તણી પરવા, રહી ક્યાં નર્કની ભીતિ;
હમે અમયોગમાં રાચી, અમે સાધુ હમે સાધુ.—૭

અમલ જ્યાંસુધી ના પીને, અજર અમર થઇ રેશું;
અજંપા જાપ જાપીશું, અમે સાધુ હમે સાધુ.—૮

ભલે છો ના મલે અન્ન જલ, ભલે છો કો દુભે તનમન;
ચહે કો રક્ત છો ચુસે, અમે સાધુ હમે સાધુ.—૯

હમારા કાર્યને સાધી, સહન ગોળી ગમી પીશું;
રમીશું રામની સંગે, અમે સાધુ હમે સાધુ.—૧૦

દઇ અર્પી પ્રભુ ભાવો, ભેદી સૌ ભેદના બંધો;
અભેદે બ્રહ્મથી સ્થાપી, અમે સાધુ હમે સાધુ.—૧૧

મહા મસ્તાની ઇશ્વરી, શકે ના કો જહી ખાળી;
રમે જ્યાં **રામ**, જીવન મુક્તિ, અમે સાધુ હમે સાધુ.—૧૨



## કામ.



ઇચ્છા સ્ફુરે રાગથી, રાગ સ્ફુરે રજમાંય;
રજપતિ ગણ તુ કામને, કામે સત્ય હણાય.

* * *

## મૃત્યુ.

સુખનો માર્ગ જ્યાં ખુલ્લો,
સર્વ શાન્તી નિકેતન;
મોંઘેરૂં મૃત્યુ સંસારે,
બચાવે દુઃખ માત્રથી.

* * *

## હું વિભુ વિભુ હું.

હું હું સૌ હું હું કહે, હું નહિ વિશ્વની માંય;
વિશ્વે વ્યાપ્ત વિભુ રહ્યો, ત્યાં હું હું કહીં સમાય.
જ્યાં હું ત્યાં ત્યાં વિભુ નહિ, વિભુ ત્યાં હું હું નહિ;
હું વિભુ વિભુ હું જ્યાં બને, જ્ઞાન રંગ સત્ લહિ.

* * * *

## અસંતની વૃત્તી.

માન પાન જ્યાં જ્યાં મળે, વૃત્તી સૌ ત્યાં જાય;
મનોનુકુલ જ્યાં ના બને, આપે પાછો ધાય.

* * * *

## સંતની વૃત્તી.

વિશ્વ મહીં રીતી એજ છે, કૈ છે નહીજ નવિન;
ઉલટી રીતી સંતમાં, અસંગ ઉદાસે પ્રવીણ.

# —મને તે સર્વથી પ્યારૂં—

મને પ્યારૂં હું ને પ્યારૂં, પરિબ્રહ્મ રૂપ જે મ્હારૂં;
છતાં એ સર્વથી ન્યારૂં, મને તે સર્વથી પ્યારૂં. ૧

બધાનાં સંગમાં જે છે, બધાના રંગમાં જે છે;
બધું આ દ્રશ્ય જેમાં છે, મને તે સર્વથી પ્યારૂં. ૨

બધાંથી છે વળી નૂતન, નૂતન એનાથી એ તો છે;
છતાંયે સંગી ના કહાવે, મને તે સર્વથી પ્યારૂં. ૩

જેનાથી રંગ ને રૂપો, અહોનિશ ભાસતાં જુદાં;
છતાં ના આપ વિકારી, મને તે સર્વથી પ્યારૂં. ૪

બધાને જાણતો તોયે, નહિ કો જાણતા તેને;
ગણાતો સાક્ષીભૂતી એ, મને તે સર્વથી પ્યારૂં. ૫

ગણાવે મુક્ત સૌ હું ને, છતાં ના મુક્ત કો જેથી;
રહ્યો નિજતંત્રમાં ગાજી, મને તે સર્વથી પ્યારૂં. ૬

અપાવી આ બધી બાજી, ભરી પુરી બધે ભ્રાન્તી;
છતાં ધરી આપ તે શાન્તી, મને તે સર્વથી પ્યારૂં. ૭

એવું જ્યાં **રામને** પ્યારૂં, પછી શું અન્ય તે ચહાતું;
ચહાવાનું બધું ચાલ્યું, પરિબ્રહ્મ રૂપ જે મ્હારૂં. ૮



# વિશ્વ પ્રતિ પ્રભુનો રામ તરફથી સંદેશો યાને આદેશ.

મંગલ મંગલ નામ પ્રભુથી,
જંગલ જંગલ અલખ જગાવું:
પ્રભુ રૂપ હું જગ જગ કહાવું.... ૧
સોહં સોહં શ્વાસ આ ચાલે,
બ્રહ્મ હું બ્રહ્મ હું એમ કહી કહાવે;
પ્રભુ રૂપ તું જગ જગ સોહજે.... ૨
ક્ષણીક માયીક સંધ્યાના રંગો,
ખલક ખલક જુદ લખાવો;
પ્રભુ રુપ તે જગ જગ જોજે. ... ૩
કહાવે પ્રભુ હું રૂપ,
સોહજે પ્રભુ તું રૂપ,
જોહજે પ્રભુ તે રૂપ,
મંત્ર સુણ્યો,
અર્થ લહયો,
સ્થીર થયો ...કહાવે રૂપ. ... ૪
હેતું ગુંજન પ્રભુ ગુંજે,
સુણે સુભાગી મહાત્મ કો;
સંદેશો આ રામ યોગી,
પ્રવર્તીવે આ વિશ્વમાં. ... ... ૫

## —અમારી પ્રભુતા.—

અમે સંસારી કે જીવ ના, મુક્ત પદ મહાલનારા;
અમે આલેકની ધૂને, ધૂની જગાવનારા...ટેક ... ૧
સ્ત્રી સુત માતપીતાદીને, સગા સહોદર ભ્રાત;
નાના, મોટા સ્નેહીઓ, ઉપકારી કો જાત.
અમે એ નામ રૂપ ભેદી, દ્વૈત ભાવ ભૂલનારા;
અમે અદ્વૈત ના રંગે, વિશ્વને રંગનારા. ... ૨
ના જાણી મોહ દ્રવ્ય શું, સ્થુલ સુક્ષ્મ રજમાત્ર;
ચિત્ત બુદ્ધિ મન હું નહીં, જીવત્વનું ન ગુમાન.
અમે વિરાગથી બાંધી, ને નેહ ફાવનારા;
અમે એ સૌ સૃજવનાર, આદ્યંત અર્પનારા. ... ૩
ક્યાં કોને દ્વેષરાગ શું, જન્મ મરણ શા ભાવ!
વિદ્યા અવિદ્યા શું બધું ? એ ના કાંઇ અજાણ.
અમે આ દ્રશ્યના દ્રષ્ટા, ના ફંદે ફુલનારા;
અમે અમ કાર્ય એ જાણી, ન વિસ્મય પામનારા. ... ૪
સ્નેહ નહી પ્રેમ રાગના, ના મદ ના કૈં કામ;
ના ઇચ્છા સંકલ્પના, વિના એ બ્રહ્માકાર.
અમે અધિષ્ટાનના મુળે, અહોનિશ ખેલનારા;
અમે એ દાન દૈ જગમાંહી, સોઽહં ધોષનારા. ... ૫
ના નીચ ના કો ઉચ્ચ છે, ના બ્રાહ્મણ ચંડાલ;
સદ્ગુરુ શિષ્ય મળેજ ના, એકજ રંગ વિરાગ.
અમે એ રંગમાં રંગાઇ, જડ જીવ રંગનારા;
અમે અહંબ્રહ્મના શ્વાસે, પ્રભુતત્વ દાખનારા. ... ૬

# સ્નેહ જ્યોતી પ્રગટાવવા ખેલન અર્થે બાલક બંધુઓને નિમંત્રણ

આવો બંધુડા આજ, હેતેથી ખેલીયે. (ર) ... ૧
રાગ દ્વેષ લોભ ક્રોધ, એવું એવું ભુલીયે. ... ર
સારા નરસાના આજ, ભેદો ને ભાંગીયે. ... ૩
મ્હારા ત્હારાનું માકું, હુંપદ ગાળીયે. ... ૪
ખેલીયે ખેલનમાં, એવું એવું આજ તો. ... ૫
સ્નેહ શુભ્ર જ્યોતી, અદ્ય સન્મુખ પ્રગટાવીયે. ... ૬

---

# પ્રભુ કરાર –યાને–મને તે સર્વથી પ્યારો.

મુને જાણે તે મ્હારો છે, મને તે સર્વથી પ્યારો,
વસે એ મુજમાં હું ને, વસુ હું તે રૂપે તેમાં. ૧
ગણે ના કાંઈ એ અદકું, વહે આનંદ સંતોષે;
તણાતો ના કદી દ્વંદ્વે, મને તે સર્વથી પ્યારો. ર
બધું સારૂં બધું પ્યારૂં, બધું આ રુપ છે મ્હારુ;
વિના એ કાંઇ ના ગાતો, મને તે સર્વથી પ્યારો. ૩
લહે સંતોષ હુમાં ને, વળી તૃપ્તીજ જેની હું.
પીછાને કાંઇ ના ન્યારૂ, મને તે સર્વથી પ્યારો, ૪
મને જાણે તે મ્હારો છે, મને તે સર્વથી પ્યારો;
વસે એ મુજમાં હું ને, વસુ હું તે રૂપે તેમાં. ૫

## હૃદય પ્રદેશમાં ઈશ્વરાભિમુખ વૃત્તિદ્વારા પ્રભુ દર્શનથી તૃપ્તી, ને તેથી પ્રથમ કાલે પ્રગટતા મહાનંદે જીવભાવી સખી પ્રત્યે ઉક્તી.



આજે મ્હારા આનંદનો ચમકાર,
કે સખી કાંઈ અવનવો.
આજે મ્હારા વ્હાલા પ્રાણાધાર,
કે સખી કાંઈ અવનવાં.
આજે મ્હારે આવ્યા એ તો વાસ,
કે સખી કાંઇ અવનવાં.
આજે એણે ગુંજ્યાં કાંઈ ગાન,
કે સખી કાંઇ અવનવાં. ... ૧

ગુંજ્યાં કૈં આનંદમાં, અદ્‌ભુત સૌમ્ય ઉજાસ;
આત્મતણા શા યોગના, મીઠા ધ્વની ટહુકાર. ... ૨

મુગ્ધ કૈં કીધી મને, અગમ્ય દઈને ભાવ;
સ્વીકારી એ દાનને, થઇ ગઈ ન્યાલો ન્યાલ. ... ૩

થન થન થન નાચુ હવે, નિજ પ્રાણની સાથ;
હું ટળી થૈ ગૈ પ્રાણ હું, અભેદ એકજ નાથ. ... ૪

ના નિદ્રા ના તંદ્ર છે, પરા તુર્ય પ્રકાશ;
પ્રગટયાં આજ અહોસખી, ધન્ય ધન્ય મહા ભાગ્ય. ... ૫

# સમાધીના વ્યુત્પાન કાલે બ્રહ્મમાં અભેદ ભાવે —સ્થિત થયેલ વૃત્તિના ઉદ્‌ગાર—

જાગો ન જગાડશો કો, મીઠી નિંદ બ્રહ્મમાંથી;
મીઠી નિંદ બ્રહ્મમાંથી, અભેદ સમાધીથી. ... ૧
અભેદ સમાધીથી પરાતુર્ય પ્રકાશમાંથી. ... ૨
પરાતુર્ય પ્રકાશમાંથી, સ્વરૂપ ભાવ સંસ્થીતીમાંથી. ... ૩
સ્વરૂપ ભાવ સંસ્થીતીયેથી,
અલખ આનંદ ખુમારીયેથી; ... ૪
અલખ આનંદ ખુમારીયેથી નિજાનંદ ધૂનમાંથી. ... ૫
નિજાનંદની ધૂનમાંથી, સામ્રાજ્યના યોગમાંથી. ... ૬
સ્વરૂપ સામ્રાજ્યના મહા જ્ઞાન યોગમાંથીં. ... ૭
સ્વરુપ સચ્ચિદાનંદ **રામ** યોગીને,
જગાડશો ન કો મીઠી નિંદ બ્રહ્મમાંથી. ... ૮



# મ્હારા આંગણીયે.



આવજો આવજો આવજો રે,
મ્હારે આંગણીયે રામ આજ આવજો. (૩)
રૂડેરી શુભ્ર જ્યોતી ન્યાળીને વંદવા,
વંદવા વંદાવવા આવજો.
મિત્રાદી આપ્તજન, સ્નેહી સંબંધીઓ;
સંગાથમાં રામ આવજો.—ટેક--૧

વિશુદ્ધ બંધુ ભાવ, માણવા મણાવવા,
શિખવા શિખડાવવા આવજો.—૨

વિશુદ્ધ સ્નેહસરીત્ ઐક્યથી તરંગીતા,
રેલવા રેલાવવા આવજો.—૩

વિશુદ્ધ અર્થને પામવા જમાવવા,
મહાલી મહલાવવા આવજો—૪

વિશુધ્ધ પ્રેમ તણી અમૃત અંજલી,
અર્પવા અર્પાવવા આવજો.—૫

વિશુધ્ધ શ્રેણીના ચૈતન્ય ભાવથી,
બહલી બહલાવવા આવજો.—૬

વિશુધ્ધ આત્મ શ્રેય જ્યોત પ્રગટાવવા,
ઝાંખવા ઝંખાવવા આવજો.—૭

વિશુધ્ધ પ્રણય સુધા, અમી સરોવરે,
ઝીલવા ઝીલાવવા આવજો.—૮
વિશુધ્ધ બ્રહ્મયોગ સાધવા સધાવવા,
લભવા લભાવવા આવજો.—૯
વિશુધ્ધ અજર અમર, કેવલ પદ પામવા,
હેરી હેરાવવા આવજો.—૧૦
વિશુદ્ધ વિશ્વમાં સચ્ચિદાનંદ રૂપે,
સોહવા સોહાવવા આવજો.—૧૧
રૂડેરી શુભ્ર જ્યોતી, ન્યાળીને નંદવા,
વંદવા વંદાવવા આવજો.—૧૨
મિત્રાદી આપ્તજન, સ્નેહી સંબંધીયો,
સંગાથમાં રામ આવજો.—૧૩

